

શ્રીમાન્ ત્રિકમલાલ રણછોડલાલ દેશાઈ,
બી એ એલ્ એલ્ બી. ના ઉદાર
આશ્રયે પ્રસિદ્ધ થયેલાં

# લગ્નગીત.

રચી પ્રસિદ્ધ કરનાર


કેશવલાલ હરગોવિંદદાસ શેઠ.
મુ. ઉમરેઠ.


---


પ્રથમાવૃત્તિ  પ્રત ૧૧૦૦.

સંવત ૧૯૭૨  સને ૧૯૧૬.

પ્રીન્ટિંગ પ્રેસમા
મગળદાસે છાપ્યા
અમદાવાદ


મંગલ હો.

## ભાવના:

સર્વપૂજ્ય એવાં સમર્થ અન્ય સનાતન તત્વો સાથે "લગ્નભાવના" પણ આપણીજ ભૂમિની માત્ર કલ્યાણક છે-પવિત્ર છે, સ્તુત્ય છે, આદર્શ છે: નિર્વિવાદ મનાયલી એ ભાવનાનાં આછાં છાંટણાંથી આ 'લગ્નગીત' છટાયલાં છે-તે એટલાજ વાસ્તે, કે પેલા એક ઉખાણા પ્રમાણે આપણે અહીંની "વિવાહ ઘેલી નાર" કંઈ કરતાં ફટાણાં ગાવાં વિસારે પાડે અને આ તેમજ આ'વાં ગીત ભણે.

સુજ્ઞ ત્રિકમલાલભાઇને મારો આ આશય ગમ્યો ને-જો કે આટલાં થોડાં થોડાંય-ગીત પ્રકટ કરવા સારૂ એમણે આર્થિક ઓથ સાથે આજ્ઞા કરી: એ દૃષ્ટાંત લેવું સૌ સદ્‌ગૃહસ્થોને ઘટતુંજ છે, ને માનું છું કે લગ્ન પ્રસંગે ખર્ચાતાં અઢળક ખર્ચમાંથી આ દિશા ભણી થોડાંક નાણાં વેરવાનો ફાળો પડતો રહેશે તો તે સૌને વાસ્તે સુલભ ને સુખદ છે.

અમદાવાદ.

૧૪ · ૫ : ૧૯૧૧
(શ્રીમાન્ ત્રિ. ર. દેશાઇના ચિ. ભાઇ સુન્દરલાલના) લગ્નનો મંગલ સમય.

કેશવ હ. શેઠ.

## —વિષયક્રમઃ—

# લગ્નગીત.

## અભિનન્દન.

સુન્દર તમ સૃષ્ટિ હજો સુન્દર સુન્દરલાલ !
નભ-તારા સમ નૂર તપો તારામતિ રસાળ !



## દેવનાં દુંદુભિ.

त्रिजृम्भितं च दिव्यस्य मंगलायद्वयोरपि ।
स्तनायित्नो रिवामन्द्रं दुन्दुभे र्दुमदुमायितम् ॥

भवभूति.

ભાવાર્થઃ—

દુદુમાયિત દુંદુભિ આ દેવલોક તણા મહા
બ્રહ્મનાદ સમા ગાજે ભદ્ર કારણ બેઉના.



## ગિર્વાણ.

सन्तुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्रवै ध्रुवम् ॥

मनुस्मृति.

ભાવાર્થઃ—

તૃપ્ત સ્વામી પત્નીથી, ને પત્ની તેમ પતિ થકી
ત્યાંજ કલ્યાણ છે નિત્ય આવી જે કુળમાં નીતિ.



## સાજનનાં સ્વાગત.

( આસો માસે શરદપૂનમની રાત જો—એ રાગ. )

---

મન-માન્યાં અમ મોંઘેરાં મહેમાન જો !
પુણ્યભર્યા તમ ભાવે પુનિત ! પધારશો.

વાટ જોતાં ઊભાં પ્રફુલ્લ પ્રાણ જો !
મન્દિરિયે તમ પગલા પનોતાં ઢાળશો.

પગલે પગલે કુંકુમનાં નિશાન જો !
શકુનવતાં ! માંડવડા શોભાવશો.

સ્નેહખીલ્યાં તમ અંતરનાં ઉદ્યાન જો !
પાથરીને પરિમલ મધુરી પમરાવશો.

આત્માનાં તમ ઉજ્વલ રસ-કલ્યાણ જો !
રાંક—તીર્થને રસી, રસિક ! અજવાળશો.

મીઠડાં અમારાં માયાળુ મહેમાન જો !
ઊણપ ખમી, શુદ્ધ આદરને સત્કારશો.

મન-માન્યાં અમ મોંઘેરાં મહેમાન જો !
પુણ્યભર્યા તમ ભાવે પુનિત ! પધારશો.



## લગ્નભાવ.

( " શ્રી ગુરુ શારદા વર્ણું હું પ્રેમે લાગું પાય " એ ચાળનો રાગ. )

પુણ્ય ફળ્યાં સખી ! પૂર્વનાં રે, હૈડે હરખ ન માય;
જીવન ખીલ્યાં, કુલ–આંગણે રે, આજે વ્રત ઉજવાય;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.
ડાહ્યાં માબાપની દુહિતા રે, શશિ–રેખા સ્વરૂપ;
સૂર્ય સમોવડ રાજવી રે, તેજ–કલા અનુપ;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.
પિયુજી અજવાળે આત્મને રે, ઢોળી તેજ–અંબાર;
અભિષેક સૌન્દર્ય સ્નેહનો રે લાડી આરંભે સાર;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.
ગોર–બદનની ગોરડી રે ! ગ્રહજો ગરવા સદ્‌ગુણ;
દેહે ને દિલે કંચન સમા રે, વરરાય ! રહેશો નિપૂણ;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.
કલ્યાણ પન્થે કોડામણાં રે, પુણ્યના માંડશો પાય;
આશિષ પામતાં દેવની રે, વિવા' વૈકુંઠ વંચાય;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.
અખંડ રહો વરઘોડિયું રે, યશ દેશ–વિદેશ;
અમર–વેલ શો વાધજો રે, વાડી વેલો વિશેષ;
સાહેલડી ! લાડી લાખેણી લાવ્યો લાડણો.



૭

## લગ્નવેદી.

(બાણાસુરની નગરીમાં ગરગઢીમાં નિશાન રે–એ રાગ.)

---

નભછાંયા સમ માંડવે સખી! ગાશું અમરાં ગીત રે;
જે ગીતની સુગન્ધ વહે બ્રહ્માન્ડમાંરે!

મર્ત્યભૂમિને ફેડી રે, દેવચરણ ધૂળી ખેડી રે,
મંડપ મધ્યે મઢાવો શુભ વામનજીની વેદી રે;
જે વેદીની ધૂમ્ર વહે બ્રહ્માન્ડમાંરે!

અગ્નિહોત્રિ ગુરૂ જેના હોય તપોબળ ન્હોળાંરે,
ફૂહાવો–સાથે લેતા આવે પિતૃઅગ્નિ પુરાણારે;
જે અગ્નિનાં તેજ તપે બ્રહ્માન્ડમાંરે!

બ્રહ્મવિદો શુચિ વેદ ગાયે, મગલઅષ્ટ ભણે સદ્ભાવે,
સૂર્ય–શશિની ઉપમાએ 'અખંડ' આશિષ ચાહેરે;
જે આશિષની અમી ઢળે બ્રહ્માન્ડમાંરે!

લગ્ન–યજ્ઞની સાક્ષીએ દંપતી ધ્રુવને ઝાંખેરે,
ગુરૂજી, જુગલ–જીવન કેરી દિવ્યગ્રંથી ગાંઠેરે;
એ ગ્રંથી નવતેરી નવખંડમાંરે!

## લગ્નમંડપ.

( સીતા સ્વયંવર રચિયો રે રાધે—એ રાગ. )

મંગલ ઉત્સવ મચિયો રે; લગ્નમંડપ રચિયો:
કદળીના સ્થંભ ને ચન્દરવો ભારે,
તરિયાં તોરણુ દ્વારે રે, લગ્નમંડપ રચિયો.
કુંકુમની ગારે આંગણાં લીંપ્યાં,
કેસરનાં છાંટણાં છાટયાં રે, લગનમંડપ રચિયો.
ફોરે ફુલે ગૂથી વાડી મધૂરી,
સાથિયા-રંગોળ પૂરી રે, લગ્નમંડપ રચિયો.
સાથીએ સાથીએ રામનાં બાણુ,
રામનાં વેણુ-વખાણુ રે લગનમંડપ રચિયો.
લગ્નને માંડવે મન સખી! મોહે,
(એવો) સંસારમંડપ સોહે રે! લગ્નમડપ રચિયો
ગૃહ-વ્રતને સ્થંભે એ મંડપ રચાયો,
ગગન ચંદરવો છાયો રે, લગ્નમંડપ રચિયો.
રંગ પૂર્યા મહીં સન્ધ્યા-ઉષાના,
પાઠ પઢાવે મઝાના રે, લગ્નમંડપ રચિયો.
તપો તેજે એવો મડપ નવલો,
દંપતી સુભાગ્યે ભવમાં રે, લગ્નમંડપ રચિયો.



## " મેઘાડંબર ગાજે "

( એવા તે ચન્દ્રમાનો ઉલ્હાળો મેઘાડંબર ગાજે. એ રાગ. )

સજનીને મગલ માંડવે— મેઘાડબર ગાજે !
ફાલ્યા ફુલ્યા ફુલ આગણે— મેઘાડંબર ગાજે !
મોતી પૂર્યા મણિચોકમા— મેઘાડંબર ગાજે !
પ્રભુતા ભર્યા પ્રભુલોકમા— મેઘાડંબર ગાજે !
આજે ધન્ય ઘડી લગ્નની: મેઘાડંબર ગાજે !
આમી ઝગે દેવ-યજ્ઞની: મેઘાડંબર ગાજે !
લાડઘેલાં લાડી-લાડણા ! મેઘાડંબર ગાજે !
શશિ-રવિ શાં સોહામણાં ! મેઘાડંબર ગાજે !
વાજે દુંદુભિ દેવનાં: મેઘાડંબર ગાજે !
કલ્યાણ વાંચ્છે એ બેઉનાં: મેઘાડબર ગાજે !
સંસાર—આરો સોહ્યલો: મેઘાડબર ગાજે !
દેવોને કાજે ય દોહ્યલો: મેઘાડબર ગાજે !
એવે મોંઘે ભવ-નાવડે મેઘાડંબર ગાજે !
સફર ઈશ કૃપા વડે સખી સફળ છાજો!
મોતી પૂર્યા મણિચોકમાં મેઘાડબર ગાજે !
પ્રભુતા ભર્યા પ્રભુલોકમાં મેઘાડંબર ગાજે !

## લગ્ન લ્હાવ.

( તુળસીનો ક્યારો છબછબે મહીં વાવ્યો બઇનો છોડરે—એ રાગ. )

ધન્યરે અવસર મારે આજ અનુપમ લગ્નનો લ્હાવોરે—
આજ મારે લગ્નનો લ્હાવોરે.

વિવા'ની વધાઇઓ સોનાનો સૂરજ પ્રભાતે લાવ્યોરે—
આજ મારે લગ્નનો લ્હાવોરે.

લાવ્યો લાવ્યો સંગે તેજ ભર્યા કુમ્ભ અમૃતની લહરીરે—
અમુલખ અમૃતની લહરીરે.

ધન્ય જેનાં ભાગ્યમાં વધુ—વર વ્રતની દિક્ષા લખેલીરે—
જન્મ ધરી પહેલી કે છેલ્લીરે.

નયણા ભરી છાંટું અઢળક અમી, કે જુગલને પાઉંરે—
અમી સુધા જુગલને પાઉંરે.

અંતરથી ઝીલીને સ્નેહનાં ફુલડાંએ વહાલાંને વધાવું રે,—
સખી! હું તો વહાલાંને વધાવુ રે;

આનન્દ—સાગર ઉલટયો: આથમ્યા દાનવના દિનરે—
બલિહારી લગ્નના દિનરે.

દૈવે દયા વરસાવી એ અનેરા લ્હાવામાં લીનરે—
સખી! હું તો લ્હાવામાં લીનરે.



## સપ્તપદીનું રૂપાન્તર.

( પ્રભુ તમ સાથે પ્રીત કરી મનથી—એ રાગની છાયા. )

---

આ પ્રથમ પદે, પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મ બોલ યથા:—
" સુખ દુઃખનો સાચો સાથી છું:
" પોતે જેવા, તેવી દાસી હું."

આ દ્વિતીય પદે, પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મ બોલ યથા:—
" આબાલ વૃદ્ધને કુલવાસે
" પોષીશઃ જે નથી તે પણ ભાસે."

આ તૃતીય પદે, પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મ બોલ યથા:—
" તન્મય તમ ભક્તિમાં શિક્ષ્યા;
" ને વહન હૃદયમાં પ્રિય ભાષા."

આ ચતુર્થ પદે પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે, બ્રહ્મ બોલ યથા:—
" તમ તાપે તપીશ હું શિયળ-વતી;
" ને આજ્ઞા પાળીશ ઉલટથી.

આ પંચમ પદે પ્રિય, પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મ બોલ યથાઃ–
  " ઋતુકાળે, શુચિસ્નાને, પુનિતા;
  " સંયોગ તમ ચાહીશઃ બન્ધુ બીજા. "

આ ષષ્ટ પદે, પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મબોલ યથાઃ–
  " લગ્ન–સ્નેહ ગ્રથીના ગ્રંથનમાં,
  " છે સાક્ષી વિષ્ણુ આપણમાં "

આ સપ્તમ પદે, પ્રિય પ્રાણ સખા !
નિજ આત્મ વદે બ્રહ્મબોલ યથાઃ–
  " ધર્મે, યજ્ઞે, વ્રત, પુણ્ય વિષે,
  " સ્હાયક છું સ્વામી ! હરનિશે. "

(ભર્તા)" શુદ્ધ સ્નેહરાજ્ઞી, સુકાની સખી !
 સ્વીકારૂં સખ્યવ્રત–રેખા બધીઃ
  મુજ વ્રતમાં ધરૂં તુજ અંતરનેઃ
  નિજ સમ હો, યાચું ઇશ્વરને. "

( संस्कार भास्कर ઉપરથી )



## લગ્નદીક્ષા.

आत्मनातेऽऽत्मानं संदधामि
प्राणैस्ते प्राणान्संदधामि
अस्थिभिरस्थीनि
मांसैर्मांसानि
त्वचात्वचम्

**ભાવાર્થ:—** (पारस्कर गृह्यसूत्र)

આત્માએ આત્મને ગાંઠું: પ્રાણે પ્રાણ પરોવું છું:
માંસ, અસ્થિ, ત્વચા ત્હારાં મ્હારાં સાથ હું જોડું છું.



## યુગલને અમર આશિષ.

(વસંત તિલકા.)

સીતાજીનાં શીયળ પામો, વધૂ ! પૂજાજો:
ને રામની વિભૂતિએ વરજી ! સુહાજો:
તે ધર્મ, પ્રેમ તમ શાસનમાં સમાજો:
તે સત્ય નિજઃ કુલવાસ વિષે વિરાજો.
સંસારમાં સુર સમાં સરજાવી સ્વર્ગ,
સંસારનાં તિમિરથી વિકસાવી ભર્ગ;
ભર્ગે તપો અચળઃ દંપતી ! દેવ ભાવે
આશિષથી અમર યુગલને વધાવે.

## સાસરે વળાવતી વેળાએઃ—

( સૂનાં મંદિર સૂનાં માળિયાં—એ પદની ચાલ. )

પાળી પોષીને કીધ મોટી પરાયાં માટ
ઉતર્યો અમારો અધિકાર રે
વેણુ કેણુ વીણશે વ્હાલપનાં?
દીધી "વાડી' તે ખીલવી, ફેલો સુખમરાટ
પમરાવશોજી સંસારરે
સાર શુદ્ધ ઝીલજે માળીડા.

× × × ×

સરખી સમાણી મળી ટોળે સાહેલીઓ
સૂની સોર'તી તારે માટરે
વ્હેલી વ્હેલી વળજે અલબેલડી!
ઓઢું આણીને હેડાં ભરતી સાહેલીઓ
આઘી સાસરિયાની વાટરે
સદેશ મોકલજે અલબેલડી!
છુટી મીઠી માવતરની હુંફથી રસઘેલી હો!
તજ્યો વ્હાલો સહિયરનો સહવાસરે
મિઠ્ઠુ મડખે ઢળજે અલબેલડી!
સાસુ, સસરા ને સુણિયલ સ્વજન ગ્રહવેલી હો!
સેવાથી સંતોષી સૌ સાથરે
સુભાશિષ મેળવજે અલબેલડી!
ઉડતાં ઉન્નત શૃંગ રખે સાહેલી હો!
પ્રીતમની પામીને પાંખરે
અમને ન વિસરજે અલબેલડી!

## સખી[redacted]

( આસો માસે શરદ પૂનમની રાત જો—એ રાગ. )

સાસરિયું મુજ સ્વર્ગ સમું ગૃહતીર્થ જો!
બલિહારી સખી રે મારા સંસારની:
સસરાજી સવારનું નિર્મળ નામ જો ! —ટેક
સાસુ મારાં સુર તરૂ શી છાંયડી.
જેઠ ગૃહજીવનનું જમણું અંગ જો!
જેઠાણી સખી! સ્નેહ વરસતી વાદળી.
દીયરજી લાડકવાયા રસબાલ જો!
દેરાણી ઉભરાતી વાડી કુસુમની.
નણુદી નીતરતો અમીનો અભિષેક જો!
નણુદોઇ સંસાર દીપક નદ નાવડુ.
વીર મારો શરદપૂનમનો ચંદ જો!
બે'ન મીઠી ધવલ ચળકતી ચંદની.
કુટુમ્બ-કલોલે ડોલે દિક્‌પાલ જો!
બાલુડો પરમેશ્વરનું પારેવડું;
કંથ મારા પરમ પ્રભુનું પ્રાણ જો!
પાત્રપૂજક હું અલબેલાની આરસી.—સાસરિયું.

